न्यु फ्रेंडझ एमेरचोर्स कलब.

[ अमदावाद ]

प्रभाकर शाह कृत

# 'एकज प्रहार

( संक्षिप्त सार अने गायनो ).





: मेनेजर :
कपीलकान्त एम. मेहेर

: डायरेकटर :
शंकरराव बागुल



: व्यवस्थापक :
न्यु. फ्रे. ए. कलब.

: म्युझीक :
सोमनाथ पटपट

संवत १९९६ ] आवृत्ति २ जी. [ ई. स. १९४०



मुल्य : चार आना

# બીજી નાઈટના બે બોલ.

---

મ્હને સ્વપ્ને પણ ખ્યાલ નહોતો કે, આ ખેલની બીજી નાઈટ પડશે. આ માટે હું પ્રેક્ષક વર્ગનો આભાર માનું છું.

આ ઉપરાંત આ ક્લબના ડાયરેક્ટર મી. **શંકરરાવ** બાગુલનો આ પ્રસંગે આભાર પ્રદર્શીત કરૂં છું. ગાયન નં. ૨ અને નં. ૫. મી. ચંદુભાઈ કેપ્ટનના છે.

દિવાન કીશોરની ભૂમિકામાં આ વખતે મી. **મુકુંદરાવને** ઉતારવામાં આવેલ છે.

પ્રતાપ માસ્તર, મી. **રશ્મીન** ત્રીવેદી, તેમજ અન્ય એમેચ્યોર્સનો હું આભાર માનું છું.

મ્યુઝીકમાં મી. **સોમનાથ** પટપટ અને **શંકરસીંહ** ગુરૂનો ઉપકાર નહીંજ ભૂલી શકું. કેનવાસીંગ માટે ધનજીભાઇ રાઠોડનો ખાસ આભાર વ્યક્ત કરૂં છું.

તા. ૧૩-૯-૪૦

લી.

**પ્રભાકર શાહ**

પ્રભાકર શાહ કૃત

| | |
|---|---|
| D. A. ૫૮૩૧<br>D. A. ૫૮૩૨ | કૃષ્ણાકુમારી |
| D. A. ૫૮૦૬ | પ્રેમની દુનિયા |
| D. A. ૫૮૮૬ | વડીલોના વાંકે |
| D. A. ૫૮૮૮ | જાગીરદાર |

**યંગ ઇન્ડીયા રેકર્ડઝ પર સાંભળો.**

**ટુંક સમયમાં બહાર પડશે:—**

પાટણનું પતન
કર્મવીર કુણાલ
મીલ મજદુર
કરો ચુકતે હીસાબ
કાઠીયાવાડી કામદારૂં

—

# બે બોલ.

આજનો પ્રયોગ તે મારો સૌથી પહેલોજ પ્રયાસ છે. હું કબુલ કરૂં છું કે, વસ્તુ ગુંથાણીમાં કંઇ કંઈ અશકયતા દેખાતી હશે. ભજવનારા પાત્રોમાં પણ કોઈ કોઇ ખામી દેખાતી હશે. તે સર્વ ત્રુટીઓની ક્ષમા આ મારી લેખીણી-દ્વારા માગી લેવાની તક લઉં છું.

જુના એમેચ્યોર્સના ઘણા પ્રહારો સામે આ મારો પ્રથમ પ્રયાસ તે '**એકજ પ્રહાર**', મેં આ નાટય પ્રયોગ તમારી સમક્ષ મુકયો છે. તમે જુઓ અને તમારા મત પ્રમાણે તેના ઉપર પ્રહાર કરો.

સૌથી પ્રથમ મારે આ કલબના મેનેજર મી. કપીલકાંત મહેતાનો આભાર માનવાનો છે. આ પ્રયોગને દિપાવવા માટે હું શંકરરાવ બાગુલ, પ્રતાપ માસ્તર, રશ્મીન ત્રીવેદી, ભાઇ અનીરૂદ્ધ, જેશીંગભાઇ, મી. કાળીદાસનો આભારી છું. પ્રહસન વિભાગમાં મી. બાબુભાઇ બરોડીઆ, ચંદુ કેપ્ટન, કનુ પેઈન્ટર, મી. દામોદરદાસનો આભાર માન-વાની તક લઉં છું. સંગીત વિભાગમાં નટવરલાલ વ્યાસ અને શંકરરાવ ગુરૂનો આભાર માનવાની તક ખોઉં તો મારા જેવો કૃતઘ્ન કોણ ?

આ ઉપરાંત અન્ય એમેચ્યોર્સ તથા જે ભાઈઓએ મને આ કામમાં મદદ કરી તેમનો પણ આભાર માનવાની તક લઇ લઉં છું. વધુમાં ટાવરનો સીન ચીતરી આપવા માટે બાબુભાઈ થોરાટનો ઉપકાર હું શી રીતે ભુલી શકું ?

અમદાવાદ  
તા. ૧૭–૮–૪૦.

લી.  
પ્રભાકર શાહ.

# ' એકજ પ્રહાર ' નાટકના મુખ્ય પાત્રો.

---

વિજેન્દ્રકુમાર—એક વિષયી અને નફટ રાજકુમાર—[**શંકરરાવ બાગુલ**]
શુરસિંહ... ... એક ખેડુત... ... [**પ્રતાપ ભટ્ટ**]
કાળીનાથ... ...કુમારનો બદમાશ સાથીદાર...[**અનીરૂદ્ધભટ્ટ**]
કીશોર... ...બાહોશ દિવાન... ...[**ગીરીશ દેસાઇ**]
સુમતીકુમાર... ...વિજેન્દ્રકુમારનો નાનો ભાઈ...[**બંસીબાળનટ**]
શ્યામલાલ—કાળીનાથનો સાથી, પછી ભાગીરથીનો ભાઇ [**કે. ભાવસાર**]
કુરનાથ... કાળીનાથનો સાથીદાર... ... [**મી. દેવેન્દ્ર**]
જગમોહન... ભાગીરથીનો દંભી શ્વસુર... [**જેશીંગભાઇ**]
કૌલેન્દ્ર... એક ગરીબ કલાકાર... [**ઈન્દ્રવદન**]
વીરસિંહ... એક ખેડુત... ... [**જે. ભાવસાર**]
દયાદેવી...વિજેન્દ્રકુમારની અપરમાતા ... [**મનુ ત્રીવેદી**]
ભાગીરથી—વણીક વિધવા, પછી શ્યામલાલની બ્હેન. [**રશ્મિન ત્રીવેદી**]

**—: કોમીક પાત્રો :—**

મધુકર માસ્તર. લીલીનો પ્રેમી— [**બાબુભાઈ બરોડીયા**]
ભલાભાઇ—જુના વિચારનો ભોળો ગૃહસ્થ લીલીનો પતિ [**દામોદરદાસ**]
સેવક—ભલાભાઇનો ચાલાક રામો— — [**કનુ પેઈન્ટર**]
લીલી—એક સુધરેલી ચબારક યુવતિ ભલાભાઇની પત્નિ [**ચંદુ ચટપટીઆ**]

**ઉપરાંત—પો. ઈન્સપેકટર, પોલીસો, સરદારો, ખેડુતો, લાલા વિગેરે.**

ડાયરેકટરઃ **શંકરરાવ બાગુલ.** મ્યુઝીક ડાયરેકટરઃ **નટવરલાલ વ્યાસ.**

મેનેજરઃ—**કપીલકાંત મહેતા.** તબલા માસ્તરઃ—**શંકરરાવ ગુરૂ.**

---

# ‘ એકજ પ્રહાર ’

## નાટકનો ટુંક સાર

### અંક પહેલો.

**પ્રવેશ ૧ લો. સ્થળ:– જંગલ.**

ભૂલી પડેલી ભાગીરથીને ફસાવવા કાળીનાથની યુક્તિ. બદમાસો ભાગીરથીને રોકે છે. ઇશ્વરનો ઇન્કાર કે સ્વીકાર ! બદમાસો ભાગીરથીને ઉપાડી લઈ જવા પ્રયત્ન કરે છે. ત્યાં, મદદગારના વેષમાં કાળીનાથનું આવવું. બદમાસો પલાયન. ભાગીરથીને પોતાને ત્યાં સુખરૂપ પહોંચાડવા કબુલ કરે છે અને લઇ જાય છે.

**પ્રવેશ ૨ જો. સ્થળ: ભલાભાઈનું મકાન.**

ચબારક જુવાનીઆ પ્રત્યે તીરસ્કાર. તેના બુઢ્ઢા પતિ ભલાભાઈનું પ્રવેશવું. પ્રગતિમય જમાના વિષે વાતચીત. ત્યાં લીલીના પ્રેમી મધુકરનું આગમન. ભલાભાઈ મધુકરને સાત વરસથી નાસી ગયેલ નાનો ભાઇ સમજે છે. મધુકરને ભાઈ તરીકે રાખે છે.

**પ્રવેશ ૩ જો. સ્થળ: રાજમહેલ.**

મદીરામસ્ત વિજેન્દ્રકુમાર પોતાની જન્મતીથી ઉજવે છે. કાળીનાથ પ્રપંચી જાળ બીછાવે છે. વિજેન્દ્રકુમાર

કિશોરની પુત્રીના હસ્તની માંગણી કરે છે. વિષમ વાદવિવાદ અંતે વિજેન્દ્રકુમાર કિશોર ઉપર પિસ્તોલ ફોડવા જાય છે ત્યાં દયાદેવીના હાથે કિશોરનો બચાવ.

**" હથીયાર વિનાના માનવી પર, ઘા કરવો શર્મ છે,**
**સમજ્યો નથી નાદાન કે, અહિંસા પરમો ધર્મ છે. "**

**ટેબ્લો.**

**પ્રવેશ ૪ થો.** **સ્થળ: ગાર્ડન.**

લીલી અને મધુકરની પ્રેમચેષ્ટા. ત્યાં સેવકનું ઓચિંતુ જોઈ જવું. સેવકને મોઢે લાંચનું સોનેરી તાળું મારી વાત કોઈને ન કહેવા સમજાવવું.

**પ્રવેશ ૫ મો.** **સ્થળ: કાળીનાથનું મકાન.**

કાળીનાથ પ્રપંચ બાજીથી ભાગીરથીને પોતાના ઘેર લાવે છે. બન્ને વચ્ચે સમાજ વિષે વાદવિવાદ. ભાગીરથીનો સમાજ પ્રત્યે તિરસ્કાર ! ભાગીરથીના સસરા જગમોહન શેઠનું આવવું અને પુત્રવધુને ઘેર લઇ જવા માટે સમજાવવું. કાળીનાથ અને જગમોહન શેઠની ચકમક. જગમોહન શેઠનું અપમાન. કાળીનાથની સમાજ ઉપર '**એકજ પ્રહાર**' કરવાની ભાગીરથીને હિંમત આપવી. ઉભય પ્રેમના બંધનોથી બંધાય છે.

**પ્રવેશ ૬ ઠો.** **સ્થળ: નદી કિનારો.**

મધુકરનો કવિ હોવાનો દાવો. સેવક કવિતા જોડીને

મધુકરને હરાવે છે. ત્યાં ભલાભાઈ " ભણેલું બૈરૂં સારૂં " ઉચ્ચારતા આવે છે. " ભણેલા બૈરા " વિષે સંવાદ.

**પ્રવેશ ૭ મો સ્થળ: ઝુંપડી આગળનો એક ભાગ.**

શુરસિંહના વરસાદના અભાવે અંતરના ઉદ્‌ગારો. તેના નાના ભાઈ વીરસિંહનું આશ્વાસન. એટલામાં બદમાસ કાળીનાથ તેમજ વિજેન્દ્રકુમારનું કરવેરો લેવા માટે આવવું. શુરસિંહ જુલ્મી વેરો ભરવા માટે ઈન્કાર કરે છે. અંતે વિજેન્દ્રકુમારનો સરદારોને પાક જપ્ત કરવાનો હુકમ. વીરસિંહ સરદારોને રોકે છે. ધાનના ઢગલામાં આગ લગાડે છે આથી વિજેન્દ્રકુમારનો ઉશ્કેરાટ. વીરસિંહને ઠાર કરવો. બીજા ખેડુતો ઉશ્કેરાય છે. ત્યાં વિજેન્દ્રકુમાર અને કાળીનાથનો જુલ્મ.

—:ડ્રોપ:—

## અંક ૨ જો.

**પ્રવેશ ૧ લો. સ્થળ: ન્યાયાલય.**

દયાદેવી તથા દિવાનજી વિજેન્દ્રકુમારના જુલ્મ અંગે બળાપો કરવો. શુરસિંહનું કકળતા હ્રદયે પ્રવેશવું. કુમારના ગુન્હાનો જવાબ માગવો. કાળીનાથનો તદ્દન ઉદ્ધત જવાબ. વિજેન્દ્રકુમાર અને દયાદેવી વચ્ચે સચોટ સંવાદ. દયાદેવીનો કુમારને બેડી પહેરાવવાનો પ્રયત્ન. વિજેન્દ્રકુમારનું ગુસ્સામાં આવી માતાની સામે ખંજર કાઢવું, પરંતુ શુરસિંહ પકડી લે છે. અંતે વિજેન્દ્રકુમાર કેદ.

**પ્રવેશ ૨ જો. સ્થળ: કારાગૃહ.**

વિજેન્દ્રકુમારનો જેલમાં પશ્ચાતાપ. સુમતીને ખતમ કરવાની કાળીનાથની તરકીબ. કુમારનું શુરસિંહને લાંચ આપી ફોડવું. દિવાન કુમારને છુટા કરે છે લાંચ ખાતર શુરસિંહનું તૈયાર થવું.

**પ્રવેશ ૩ જો. સ્થળ: ભલાભાઇનું મકાન.**

મધુકરના કપડાના બીલોથી ભલાભાઇ કંટાળે છે. ભલાભાઇ આ વર્તન અટકાવવા યુક્તિ રચે છે. પરંતુ સેવકની ભૂલથી, વાત બગડી જાય છે અને છબરડો.

**પ્રવેશ ૪ થો. સ્થળ: સુમતીકુમારનું શયનાલય.**

સંકેત મુજબ સુમતીકુમારનું ખુન કરવા શુરસિંહનું આવવું. શુરસિંહનો હ્રદય પલટો. સુમતીકુમારને રવાના કરી દે છે. વિજેન્દ્રકુમારનો વિજય કે પરાજય જોવા આવવું. બન્ને વચ્ચે હ્રદયભેદક વિવાદ. વિજેન્દ્રનો શુરસિંહને ખતમ કરવા પિસ્તોલ ફોડવા પ્રયત્ન કરવો. ત્યાં દયાદેવી પિસ્તોલના બાર સાથે પ્રવેશે છે. પરંતુ ભૂલથી ગોળી શુરસિંહને વાગવી. શુરસિંહનું મૃત્યુ. દયાદેવીનું દિગ્મૂઢ બનવું.

**ટેબ્લો.**

**પ્રવેશ ૫ મો. સ્થળ કાળીનાથના મકાનનો એક ભાગ**

બદમાસ કાળીનાથની પાપી આશાઓ પૂર્ણ થતાં નવો દાવ અજમાવે છે. પોતાનાજ સાથીદારોને મામા તેમજ

ડોકટર તરીકે તૈયાર કરી રાખે છે. કાળીનાથનું ભાગીરથીને ગર્ભપાત કરવા માટે સમજાવવું. ભાગીરથીનો ઈન્કાર. કાળીનાથના બનાવટી મામાનું આવવું અને સંકેત પ્રમાણે પ્રપંચી પાસા ફેંકી ચાલ્યા જવું. ભાગીરથી સમાજથી કંટાળી આપઘાત કરવાનો વિચાર કરે છે.

" પાપી પ્રપંચો પુતળાના, પાપ જુદા હોય છે,
દેખાડવા ને ચાવવાના, દાંત જુદા હોય છે;
વિશ્વાસ વિસમી સદીમાં, કોઇના વેણુ પર કરશો નહિ,
ભાઈ કેરો ભરૂસો, કોઇ બ્હેન પણ કરશો નહિ."

અંતે બદમાસોનું ઉલ્લાસી અટ્ટહાસ્ય.

**પ્રવેશ ૬ ઠો. સ્થળ: ભલાભાઇના મકાનનો ભાગ.**

મધુકર પકડાઈ જવાના ડરથી લીલી સાથે નાસી જાય છે. ભોળા ભલાભાઈ અને સેવક શોધવા જાય છે.

**પ્રવેશ ૭ મો. થળ: રાજમહેલનો એક ભાગ**

સાત સાત વર્ષની મહેનત પછી કળાકાર કળેન્દ્ર ટાવરનું કામ પુરૂ કરે છે. વિજેન્દ્રકુમાર ટાવર જોવા આવે છે. કાળીનાથ કુમારને ઉશ્કેરે છે. કળામય હસ્ત વેચાતા લેવા કુમારની ઇચ્છા. કળેન્દ્રનો વિરોધ. કુમાર ગુસ્સામાં કળાકારના આંગળા કાપી લેવા હુકમ કરે છે. કળેન્દ્રનો હાથ કાપી લે છે. કળેન્દ્રની ઘેલછા. અટ્ટહાસ્યની સાથે આખો ટાવર તુટી પડે છે. કુમાર અને કાળીનાથનો ગભરાટ.

—:ડ્રોપ:—

# અંક ૩ જો.

## પ્રવેશ ૧ લો. સ્થળ: વેશ્યાગૃહ.

ભાગીરથીનું સમાજ ઉપર 'એકજ પ્રહાર' કરવા વેશ્યાગૃહે આવવું. શ્યામલાલ અને ભાગીરથીનું ભાઇ બ્હેન નીકળવું. શ્યામલાલનો પસ્તાવો. લાલાના શબ્દ પ્રહારથી શ્યામલાલ પર સચોટ અસર માતૃપ્રેમની જાગૃતિ. કુમારનુ આવવું. શ્યામલાલ અને ભાગીરથીનું ખુન.

## પ્રવેશ ૨ જો. સ્થળ: રાજમહેલનો એક ભાગ.

સુમતીકુમારનું ખુન કરી કાળીનાથનું નાસવું, પરંતુ પકડાઈ જવું. દયાદેવીના હસ્તે કાળીનાથનું મૃત્યુ. કુમારનું આવવું. દયાદેવી અને કુમાર વચ્ચે ગરમ વાતાવરણ. માતાને મહેલ છોડી દેવા કુમારનો હુકમ. સમજુ દયાદેવીનું ચાલ્યા જવું. કુમાર પોતાના અપમાન બદલ સરદારનું ખુન કરે છે. ત્યાં અચાનક પોલીટીકલ એજન્ટના માણસો આવી જતાં કુમારનું નાસવું. પાછળ પોલીસનું પડવું.

## ટેબ્લો.

## પ્રવેશ ૩ જો. સ્થળ: ચોપાટી.

ગુરૂ ચેલાનો વેશ સજી ભલાભાઈ અને સેવક, લીલી અને મધુકરને પકડે છે અને મધુકરને માર મારી છોડી દે છે.

**પ્રવેશ ૪ થો.** **સ્થળ: જંગલ.**

ખુની વિજેન્દ્ર ફાટયા તુટયા કપડે દેખાય છે. વિજેન્દ્રનો પસ્તાવો. ત્યાં દયાદેવી અને કિશોરનું આગમન. વિજેન્દ્ર યાત્રાળુ સમજી ગોળી મારે છે. દયાદેવી પુત્ર પ્રેમ દાખવી મૃત્યુ પામે છે. કુમારનો પશ્ચાતાપ, રૂદન, આપઘાત.

" આશા જીવનની કાપશે, આ કુદરતી એકજ પ્રહાર,
અંજામ કપરો આપશે, આ કુદરતી એકજ પ્રહાર;
પ્રલય પૃથ્વીનો કરાવે, આ કુદરતી એકજ પ્રહાર,
આંખથી અશ્રુ સરાવે, આ કુદરતી એકજ પ્રહાર "

**શાન્તિ ! શાન્તિ !! શાન્તિ !!!**

---

'એકજ પ્રહાર' નાટકનાં

# ગાયનો.

## પ્રાર્થના / પ્રારંભ

જય જય જય હો ભારત માતા...........
સર્વ જનોની આશ્રય દાતા...............
તૂંહી જીવન તૂંહી મરણુ
ચાહું ચરણુ શોધું....શરણુ
તારૂં સુખદાઈ સ્મરણુ
જય જય હો માતા.......જય

---

**લીલી:**— ૧

આંખના ઇસારે મ્હને ઘેલી બનાવે....
મું આ જગના લોકો, જગના લોકો....
ડીઅર કહી કહી મ્હને સતાવે..........મું આ૦
મેઇન રોડ પર જાતા ધીરા ડગ ભરતી
સાંકડી ગલીમાં હું તો ચાલુ સૌથી ડરતી
નાઈટ ક્વીન કહી પીટયા મ્હને શરમાવે—મું આ૦
જુવાનીના જોરમાં મારા પર મરતા
યુવાનીના તોરમાં ભ્રમર થઈ ફરતા
વ્હિસલ વગાડી મ્હારૂં હૈયું થડકાવે——મું આ૦

મધુકર, લીલી— ૨

દઇશ હું દિલના દાન પ્રેમી (૨)
પઇશ હું પ્રેમના પાન દેવી (૨)
હું દેવી ને તમે પુજારી
પુષ્પોથી હું લઇશ વધાવી—દઇશ હું
ગમતાં અમને પ્રેમના ચાળા
તમે ગુંથી છે સ્નેહની માળા—દઇશ હું

વિજેન્દ્રકુમારઃ— ૩

જગતભરમાં જીવન કેરૂં, જુઓ તો સત્વ સુરા છે,
અમારી જીંદગાનીનું, અમોલું નૃત્ય સુરા છે,
દુનિયા દિવાની ડોલતી છે, આ મદીરા મસ્તીમાં,
સ્વર્ગ સૃષ્ટિ ઝુલતી છે, આ મદીરા મસ્તીમાં....દુનિયા૦
ધુરંધર ધર્મના કહેતા, ધર્મનું કૃત્ય સુરા છે,
બધા આચાર ને વિચારનું, અમૃત સુરા છે,
(એ) કીર્તિ લક્ષ્મી નામના છે, આ મદીરા મસ્તીમાં,
સ્વાગત સૌ એ સ્થાનના હો, આ મદીરા મસ્તીમાં–દુનીયા૦

વિજેન્દ્રકુમાર— ૪

તું અજબ મ્હારી સનમ ભણકારમાં સંભળાય તું
સ્વપ્નમાં કે, સૃષ્ટિમાં નયનો વિના નિરખાય તું...તું.
દિલ દર્દની તું છે દવા,
તડપું છબી તુજ દેખવા;
[તુજ] પ્રણયની ભભુતી લગાવી,
બેકદર શું થાય તું ?.......તું.

ગુલાબી અધર, કાળી ભ્રમર, મીઠી નજરથી રહેમ કર
આ ઘવાયેલ જીગરમાં, વિષ વિષમ શું પાય તું....તું.

**લીલી—** ૫

હું તો રાહ જોઇ જોઇને થાકી !
ક્યારે આવશે ચીતડાનો ચોર—
મયુર વિના જેમ ઢેલ આંસુ સારતી
પિયુ વિના હું સુની સુની લાગતી—ક્યારે૦
ડગલે પગલે એની માળા હું જપતી
પીયુ પીયુના શોર હું મચાવતી—ક્યારે૦

**મધુકર, લીલી—** ૬

મીઠી યારી તમારી, તરવાને સંસાર
જોડી જામી હમારી, કરવા જીવન પાર........મીઠી૦
પ્રેમ પંખીડા ઉડી જંવાના, પ્રેમ તણા કીનારે
(એ) પ્રેમ જ્યોતિ ભરનારી........મીઠી૦
હોઉં જો હું પ્રેમનું ભોજન
તું તો પ્રેમની થાળી
તમ સાથે રહી ફરનારી, ચાલી મડમ કાળી—મીઠી૦

**ભાગીરથી—** ૭

ઘંટી દળતી, જીવતી બળતી, આર્યોની વિધવા,
ચોધાર આંખમાં આંસુ ભરતી, આર્યોની વિધવા,
અંતરમાં આગ પ્રજાળે
રડી રડી હૃદયને બાળે
જીવન ખોવે તળાવ પાળે, આર્યોની વિધવા........ઘંટી૦

ભરે પાણી જઇને કુવે
સહી ગાળ માર ને રૂવે
કંટાળીને કુવો પુરે, આર્યોની વિધવા.......ઘંટી૦

**સેવક—** ૮

ભજીયા....ભજીયા....ભજીયા....ભજીયા
કોઇ બનાવે ખારા ખાટાં, કોઇને ભાવે તીખા
કોઇને મોટાં મરચાનાં, ને કોઇને ફાવે ઝીણા—ભજીયાં૦
મરતો માંગે જીવતો માંગે, ભજીયા માંગે જોગી
ભલે મરે કે, જીવે છતાંપણ, ભજીયા ખાશે રોગી–ભજીયા૦
ભાવ પુછતાં છાના સૌએ, ભજીયા ચાખી લેશે
નજર પડી તો ભજીયા ખાતાં, મ્હોં બગાડી દેશે—ભજીયા૦
તળાતાં ભજીયા દેખીને, ભાઇ મ્હોંમાં પાણી છુટે
ટેવ પડી તાજાં ભજીયાની, કહોને કયાંથી છુટે—ભજીયા૦

**મધુકર, ભલાભાઈ, સેવક–** ૯

શાણુા સંસારે શોભે ના સ્હેજે
આવી અવળી રીત, થાશો દુ:ખી તમે
દુનિયા છે ઘેલી બોલી રહેલી
ઘેલી અમારી પ્રીત, થાશું સુખી અમે...
ભણેલા બૈરે હૈયું ના ખોઇએ
ભણેલા ભુલે છે ભીંત, થાશો દુ:ખી તમે
ઘરનો ઘાટી સમજે એ કયાંથી
ભણતરમાં જીંદગીની જીત, થાશું સુખી અમે
ભણતરનું ભુસું ભરાયું દિલમાં

ચગડોળે ચઢયું છે ચિત્ત, થાશો દુઃખી તમે
ઘરનું ખેરૂં અભણુ મળ્યું તો
ગાશે કોણુ મીઠાં ગીત, થાશું સુખી અમે....થાણુ૦

**ખેડુત—** ૧૦

મજુરી કરતાં ભૂખે મરતાં, ભારતના ખેડુત[૨]—
જીવન જળતાં આંસુ ભરતાં, ભારતના ખેડુત...મજુરી૦
સુખે દુઃખે જીવન ગાળે, કરવેરા કાયાને બાળે
દેશને કાજે પ્રાણુ પાથરતાં, ભારતના ખેડુત......મજુરી૦

**દયાદેવી—** ૧૧

આ બે ઘડીના જીવનમાંહી, બે ઘડી ચુવાની
વિતશે ચુવાની રહી જવાની, બે ઘડી રોવાની
દુનિયા નવ કોઇની થાવાની
મૂરખા નવ બનીએ અભિમાની
ચાર દિવસની ચાંદની, અંતે થાશે રાત અંધારી...આ૦
ચઢતી ને પડતીના ચક્રે ચઢે છે દુનિયા દિવાની
મદ છે પડતીની નિશાની, નવ બનીએ અભિમાની—આ૦

**વિજેન્દ્રકુમાર—** ૧૨

અહા........આશા...........અફળ ગઈ
કેવી.............દશા...........થઇ........અહા૦
તુચ્છ લક્ષ્મીનો મોહ ધરીને, કીધું બહુ અભિમાન
મૃગજળની એ સત્તામાંહી, લીધું ના હરિનામ
વિધીએ........વૈર...........ધરી.........
આવી........દશા............કરી...........અહા૦

**સેવક, લીલી, મધુકર**— ૧૩

કેમ કેવા બનાવ્યા ! ડરાવ્યા

કેમ કેવા બનાવ્યા ! કેવા ડરાવ્યા ? કરીને ખોટી ઉઘરાણી
શીખામણના પાઠ ભણાવ્યા, વદીને ગુંગણી વાણી!—કેમ૦
આવડી નહી ઉઘરાણી કરતાં, ઝાલ્યું ઝાડનું ઠુંઠું
જાપાનીસ અસ્ત્રાનું પાનું, છેવટ નિપજ્યું બુઠું—કેમ૦
ભણ્યો ગણ્યો ઉંઠા લગી ને, બાકી નાંખ્યુ કાચું
માથાનો કોઇ મળ્યો નથી ને તુટી જાતે ડાચું—કેમ૦

**સુમતીકુમાર**— ૧૪

ખોલો ખોલોને નયનો, ખોલો વિભુજી મ્હારા—
મીઠા વચન કંઈ બોલો, બોલો વિભૂજી મ્હારા...ખોલો
તમે પરમેશ કે પત્થર, જગતને સમજ નવ પડતી
તમારા સ્વર્ગની વસમી, ને વિકટ વાટ નવ જડતી-ખોલો
તમે તો ભાવના ભૂખ્યાં, મીઠા ભોજન સદા મળતાં
અનંત રેલાવતાં જયોતિ, દિપક ઘીના અખંડ બળતા-ખોલો

**ભાગીરથી**— ૧૫

ઓ જગના જગદીશ પુછું હું નાંખીને નિશ્વાસ
સમાજમાં જવાળા જલતી, શીદ વિકસે વિષયની પ્યાસ ?
દુધ દઇને પોષે જીવન

તોય કપાતી ગરીબડી ગાય

એક જીવનમાં લાખ ઉપાધી શી રીતે સ્હેવાય ? —ઓ
ભ્રાતૃત્વ ભુલીને સ્વાર્થી બંધુ, કસાઈ જગમાં શાને થાય ?
દૂષિત દિલમાં વિષમ વિષ આ શી રીતે રેડાય ? —ઓ

**મધુકર, લીલી—** ૧૬

નવી નવી નગરીમાંહી ઉડી
સ્નેહના રાહે વિચરશું
સાગરમાંહી સ્નેહે ડુબી
જીવન સાથે તરશું—નવી૦
અંતરમાંહી ઓજસ ભરશું, સમાજ સામે બત્તી ધરશું
નહિ જોઈએ મર્યાદા મુંડી, અમીમય સ્નેહને ભરશું—નવી૦
સાથે મરશું સાથે તરશું
ઉજળું જીવન અર્પણ કરશું
કપરા ફેશનનાં પંથ ખુંદી
અમે તો પાર ઉતરશું—નવી૦

**ભાગીરથી—** ૧૭

અજબ છે આ જગની ઘટમાળ, તરજો માનવ ધૈર્ય ધરીને—
અબળા શીરપર ભમતો કાળ, મરજો અબળા અશ્રુ ભરીને—અ૦
માગે સૌએ શાણી સીતા
રામ થવાને સૌ કોઇ બ્હીતા
છે પાપીની હાર, કરજો મારગ અબળા મરીને—અજબ૦

**ભાગીરથી, શ્યામલાલ, લાલા—** ૧૮

અમને પ્યારી, માત અમારી,
ભારત મૈયા રે—
સૌથી સારી, જગમાં ન્યારી,
ભારત મૈયા રે—
ગુલામી બેડીઓ બાંધી, અમારી માતૃભૂમિને

અમારા શીર—કુરબાની, દઈશું માતૃભૂમિને
આઝાદી વરશે અહિંસાથી, ભારત મૈયા રે——અમને

**સેવક લીલી, મધુકર, ભલ્લાભાઈ- ૧૯**

ઉતારો એનો થાક, જમાડો સાલમપાક,
મ્હારો બરડો થાશે ઠંડો, તો તમને પડવાનું પાપ–ઉતારો૦
ખુબ જમાડો ખુબ રમાડો, પીટો એ છે પાજી
ના ના નાજી હા હા હાજી——ઉતારો૦
ભુલ્યો હું ચચ્ચાજી, ખેલી અંતે છોકરબાજી
ના ઝાઝી કર પતરાજી, નહિ તો મળશે પાતળ ભાજી,
ઓ શીવજી આવો, આંખ ઉઘાડો, ભોળા શંભૂ બાપ–ઉતારો.

**વિજેન્દ્રકુમાર— ૨૦**

જોયું જગતમાં જાગી, બનવું નહિ ગુમાની
સત્તા સુખોની લાલી, પડતી તણી નિશાની
આ મદ મદીરા મોહે !
સારૂં જીવન શું ખોવે !
જવાળા જવલંત જોવે, જ્યારે જશે જુવાની—જોયું૦
મશગુલ શરાબી પાને !
શાને ચ્હડે તોફાને !
સૃષ્ટી સકળ છે ફાની, તો ના કરો નાદાની——જોયું૦



અમૃત વિજય પ્રિ. પ્રેસ, માણેકચોક પોસ્ટ ઓફીસ પાસે—અમદાવાદ.
પ્રકાશક : ન્યુ. ફું. એ. કલબ. પાડીઆ—અમદાવાદ.